# "ચંડાળ-ચોકડી."

પારસી સંસારી રમુજી ખેલ.

લખનાર—ગુલફામ.

ભજવનાર.... ધી યંગ મેન્સ યુન્યન

ધી ઓનરેબલ સર ઇબ્રાહીમ રહીમતુલા મેનશન,

પીકેટ રોડ.

મુંબઇ—૧૯૧૮

## [illegible] મેલા ચુનંદા એમેચ્યુઅરો

મરહુમ મંચેરશાહ મા. મીસ્ત્રી
,, ડોસલ બે. મેહેર્તા
,, કેકી કા. ખોદાયજી
,, નોશીરવાન રૂ. ઓગરા



એ વ્હાલા બેરાદરો

તમો એમેચ્યુઅર તરીકેની ઝલકતી કારકીર્દી ભોગવી દરેક ભર જવાન વયમાં બહેસ્તનશીન થયા છો, પણ તમારી ઉમદા સેવાઓ, ભલી નામના, અને ઉદાર ખવાસ હું તેમજ મારાં યુન્યનનાં દરેક બેરાદરો હજી આંસુ સાથ યાદ કર્યે છીએ. તેજ ભલી યાદમાં આ નાનું પુસ્તક માનની લાગણી સાથ તમને અર્પણ કરીયે છીયે.

પરવર તમારા પાક રૂહને શાંતી બક્ષે.

લાવ ધી યંગ મેન્સ યુનીઅન.

**તમાશબીન ડીયર:—**

આજે લગભગ પચાસમી વખત અમો મી. ગુલફામનાં એક અંગલા ખેલમાં નવા ઠઠેરા સાથે બહાર પડયા છીએ, અને તે આજ સુધીમાં તારી તરફથી મેલવેલા ઉતેજનનું પરીણામ છે.

કમનસીબે; આજ કાલ એમેચ્યુઅરોનાં નામની ઘણાને સુગ છે પણ તેનું કારણબી છે કે હાલમાં કેટલાક બીન અનુભવીઓ, અને નાદાન સ્કુલ બોયઝોબી એમેચ્યુઅરોનાં નામ હેઠલ કંઇ ઓમટું—ગોમટું સ્ટેજ કરીને નાટક નામને એબ લગાડે છે જેથી એમેચ્યુઅરોનું નામ બદનામ થાય છે.

પણ અમે તે કલાસનાં નથી એ તું બરાબર જાણે છે. કંઈબી લેચલાઉ સ્ટેજ કરવાનો અમારો રીવાજ નથી. કોઇક બીન અનુભવી લેખકનો એખરો નાટક કે સ્કીટ ભજવી અમારૂ નામ ગુમાવવા સાથ તારી ખફગી ખેંચી લેવા અમે નારાજ છીએ. અમે ચાલુ મી. ગુલફામનાજ નાટકો સ્ટેજ કીધા છે અને હું જણાવવાની હિંમત કરતાં અચકતો નથી કે "ગુલફામ" નું નામ એજ અમારી ફતેહ છે.

અત્રે હું મારા ચુનંદા એમેચ્યુઅરોનો ઉપકાર વીસરી શકતો નથી. એ મારા દરેક બીરાદરોએ સેહેજબી સ્વાર્થ વગર "ઓનરરી" સેવા બજાવી મને હંમેશા ઉપકારી બનાવ્યો છે.

તેમજ બીજા અનેક બેરાદરોએ મને મદદ આપી છે તેઓનો પણ ઉપકારી છું.

**લી૦ નવલ મ. માદન.**

**રંગ ભુમીના રંગારીઓ.** **તેઓની ઓળખ.**

**નાદીરશાહા ચીનાઇ**...ચીનમાં બ્રીટીશ સરકારી મોટા ઓધા ઉપરથી રીટાયરડ થયલો શેઠીયો;—બહારનો ભપકો પણ કરજદાર; ઘડીમાં ખીજવાય ને ઘડીમાં હસે.

**જમશેદ**... ... ...નાદીરશાહાનો છોકરો જેને ઉંઘમાં ચાલવાની આદત છે.

**શીરીન**... ... ...નાદીરશાહની બેટી,—કેકીના હાથની ઉમેદવાર.

**કેકી**... ... ...એક જવાન્યો,—શીરીનનો આશક; જેમી અને જેહાંબક્ષનો દોસ્ત.

**બેજુ બખીલ**... ...લખપતી મનહુસ; પાપી, કાવતરાંબાજ અને લોભી. ચંડાળ ચોકડીનો પ્રમુખ.

**જેહાંબક્ષ**... ... ...ભલો જ વાનીયો; બુરા સાથે બુરો ભલા સાથે ભલો. ચંડાલ ચોકડીનો સેક્રેટરી.

**ધનજી ઘાસલેટ**... ... } ચંડાલ ચોકડીના મેમ્બરો.
**દાલી ગાવડી**... ... }

**હીરો**... ... ... ...જેહાંબક્ષનો ગામડીયો નોકર.

**સ્થળ—મુંબઈ અને વાંદરા.**

બનામે ખુદા.



# "ચંડાળ–ચોકડી"



## ગાયનો.

**શીરીન**

પ્રાણ પ્યારા હે સરજનહારા રે શકે કોણ વખાણી ગુણો તારા,
તારી કારીગીરી કરતારા રે થાહ લેતાં ડુબ્યા લાખો તારા.
ના જુએ પાપી, ના જુએ જાપી ના જુએ સારા, નઠારા,
તોબા કરી પસતાયા જે દીલથી દીધા બહેસ્તે ઉતારા રે—
ચાહે તો મારે, ચાહે તો તારે જરરા બનાવે શેતારા
જોશી નજુમી રહે ખાક ચુમી, ન વરતે તારા વરતારા રે—

૨

**જેમી**

પરની નારી જોઇને ન ચીતને ડોલાવવું,
પરણી બૈરીને ખરી ગણી ન ફંડે આવવું.
પારકી તે પારકી તેનાથી શું મલકાવું,
આપણી ખરી ખોટી ગણીને ગાડું ગબડાવવું.
કોઈની નથી એ નારી સારી લાગે છે,
ઉંઘમાં પડેલો જાણે છે કે જાગે છે.
મન માને તે કરવામાં સાર છે સંસારમાં,
મોજ છે બધામાં પ્યાર કે પયજારમાં.
પારકું લીધાથી ચોર થાશો પોતાનું ખોયાથી પસતાશો.
ચેતી ચાલશો તો અન્ન ખાશો, સાચી નારી જાણી અથડાશો.

૩

**શીરીન-જેમી**

ભાઇ બઇરાંની ગારો તેનો અર્થ સદા સારો,
તેને તમે દુવાઓ માનો; ઓ ભાઇ તમે તેને દુવાઓ માનો.
ભાઇ સમજો ઉઘાડી કાનો, માહો માનો છો બોલ શાનો,-ઓ ભાઇ.
બેહેન ગારો તે ગારો, છે પ.પોનો ભારો,
તેને કાંહાંથી આશીશ માનો; બેહેન તેને કાંહાંથી આશીશ માનો.
માતા જો બચ્ચાંને જા જા મુવા કહે, લાગે ન થએ તે ગાર,
ઉમરને વધારે, વધે ગારે આરે, વીપતથી ઉગારે તે પરવરદીગાર.

૪

**કેકી—**

જરમાં ઘરમાં જોહરમાં-સરવર પણ કે અબ્તરમાં,
દરબે દરમાં હર નરમાં, પંખી પરકે બે પરમાં.
હાં છે કંઇ બહારથી પુરો સંસાર,
જોવાને જો મેલવે સુઘડ આંખ
તો જુવે જઇને સાચચો થઇને
પ્યારવાલા મંદીરમાં—જરમાં
જો સચ્ચાઇ દીલમાં રાખીને
દુઃખ સાંખીને સત્ય ભાંખીને
સુખમાં સજાવી ગગને ગજાવી
જીંદગી લુટાવી પરવરમાં—જરમાં

૫

**શીરીન-કેકી**

પ્યારા ગજરો બનાયો તારે કાજ,
શીરે આજ કરું તાજ.

વહાલી રાખી મુજ લાજ—પ્યારા.
ગાલના ગુલાબો નયનનાં નરગીસો,
હોઠનાં હજારી ગુંથી ગજરાનો સાજ.
ચીતની ચમ્બેલી ચતુર ખીલી,
મનનાં મોગરાં, દીલના દોરાથી,
છે બાંધી પ્રીતી તારે ખાતર,
દીલનવાજ સરતાજ.

૬

યાદ કરજે વહાલીને વહાલા જાન,
થાશો ના કદી અજાન,
દિલની તું રહેશે દરબાન.
હરતાં ફરતાં વાટે વીચરતાં, મનમાં માનથી પરેમ પીછાંણ;
રમતાં જમતાં ભાનમાં ભમતાં,તું વહાલીનું રાખું દીલમાંભાન—યા.દ
વીંટીમાં વીંટાઇને આંગલી આ હરખાય.
તેમજ જુલ્ફોમાં ફસી દિલ દિલમાં ખુશ થાય.
દીલનું દાન કીધું સાદાન.
ભલે જહાન કહે નાદાન—યાદ કરજે.

૭

હીંજો—
હાં એબી કરમની કહાણી—
હાણાં મહી હાથ નાખું તીખ્ખું ખાવા હાખ,
આવે કપાયેલું કોઇ નકટી બાઇનું નાખ.—એબી.
હુદને બીછાણામાં કરૂં પયણવાનો વીચાર,
હપના મહી ઉભી રેહે દાકણો દહ બાર.

નોકરીમાં બહુ કામ કરી ઓઢવા જાઉં હાલ,
ખાંહડાંને લાકડીઓ ખાઈ નીકરી જાયે ખાલ.
માર ખાવાથી બચવા કરૂ ખાહડાંઓની ઢાલ,
તેજ આવી માથામાં વાગે ઊખડી જાએ બાલ.

૮

**જેહાંબક્ષ—**
ખીસાં ખાલી છે ભાઈ મવાલી છે,
મોઢે લાલી ગોરી કાળી કરણી સઉથી આલી છે.
ચાલ નીરાલી છે ભોલી ભાલી છે,
ઓલી ચાલીને પતરાજી બધી હાલી છે.
કોઇ કહેછે જહાંબખશ ભાઈ ઘેલા છે,
કોઈ કહેછે જહાંબખશ ભાઇ અલબેલા છે.
કોઇ કહેછે જહાંબખશ ભાઇ ઘસેલા છે.
પણ સેવક ગુરૂને બોલાવનારા ચેલા છે.
ચોકડી ચંડાલ અમારી છે,
કોઈ ચોર અને કોઈ પક્કો જુગારી છે.
પણ ચાલ હમારી સારી છે,
જે છે જેવો તેને દેવ તેવી વાત જારી છે.

૯

**હીજો-જેહાંબક્ષ**
કરમણી કહાણીએ કુવડું ગલાહ
ગધેડા મુજી પાજી—
હાચા છેવ હેડ હાજી—કે
મુંગોરે હીજા મોઢે ના લાગ· તારા હાથોને આગ,

તારા હાથોમાં આગ, કીધો નાશ—
એ હેઠ જરા હલધર લઇ આવો કોઇ ડાકટર
બોલાવો મને હાજો કરાવો થીયો લાહ—

૧૦

**બેજુ—**

જોયો, તે શયતાન કે ઇનસાન હતો કોણ,
તેનો ભેદ મુજપર અયાં કર અય યજદાં !
ડરતો નથી શયતાનથી, ના દરૂં દેવસ્તાનથી;
બલકે ના બીહવું યજદાનથી, થરથર કાપું ઇનસાનથી.

૧૧

**બેજુ—**

પાપ સવાયના નામ જગતમાં જુદાં, બસ જર પરવર ગણુ,
નર્ક ને જન્નત અંન્નત મન્નત ઢોંગીના દાવા.
કોઇ કરમ કર લુટથી ઘર ભર સાચાં સુન વચન શિખામણુ,
જર વિન બાવા જગ કહે સમજો તે સાધુ બાવા.
માનો ભાઇ માનો આ અનુભવના એ બોલો.
કાંટો લઇ તોલો, દીલના દરવાજા ખોલો.
પઇસા ખુદાથી મેલવે જનતું ધામ છે,
પઇસાની થેલી તે હયાતી બખશ જામ છે;
પઇસા હશે તો હઇયે હામ જગમાં નામ છે.
પઇસા નહિ જો પાસ તો બસ રામ રામ છે.

૧૨

**નાદીરશા—**

પાકજાદ તુંહી પરવર, લઇને નામ જબાંપર
ભજીએ નીસદીન નમી નમી—પાકજાદ
નીરંજન નીરાકાર, તારી ખુબીનો નહી પાર
દેરો આ સફલ ઉતાર—ભજીએ.

૧૩

**ધનજી-હોલી**

વાહ મુશ્કુ પાણી એ બોલાવતું,
બને પોપટ બે પેગમાં માડે પટપટ.
પીઓ યાર બેડો પાર થાય નાર જાની એ.
માટીનું યાર એ કરે છે ઇનસાન,
બેજાનને એજ બખશે છે જાન,
જીન્નતનું પાણી છે જીનોની જાની છે,
આલમમાં એ માની છે, એકજ લાસાની છે.

૧૪

**હીલ્ને—**

ચાંદા ચાંદા તારી શીરે વાત ચાંદો ભલે ઉગ્યો રે,
ઉગ્યો ઉગ્યો પાછલી પેહલી રાત મોતી કેરો ઝુમખો રે.
મારો જહાંબખશ સધાવીયો દરબાર ઘોડે બેસી આવશે રે,
તાંહાથી લાવશે મોતીનો હાર તે શીરીનબાઇ પેહેરશે રે.

૧૫

**જેહાંબક્ષ—**

આલમના કવીઓની પાસે લખાવો,
ધરતીની સારી તખતી બનાવો—આલમ૦
દરીઆનાં પાણીની શાહી બનાવો,
ખુદાની ખુબીને લખી ન શકાવો—આલમ૦
કાબેલ હુનરમંદ શુરવીર ગનાવો,
અજલ આવી લાગે કદી ન બચાવો—આલમ૦

૧૬

**જેહાંબક્ષ—**

ધીરજથી કામ થશે સઉ સારૂં,
દોસ્ત વચન આ, માન જીગરથી,

યજદાન સાચો છે પ્યારો--
પર્વત રાઇનો કરે તે મુફલીસને મહારાજ,
હાથી કીડીનો કરે તે રાખશે તારી લાજ,
નીરાસાના ફાંસામાં સંતાઈ આશા,
સબુરી અધુરી ન રાખ--દોસ્ત

૧૭

બેજી—

મારીયો છે દાવ હજારમાં બેડો છે પાર.
અક્કલથી કામ જે કરે તમામ,
પહોંચે તે અંજામ બેડો થાય પાર,
ખુનખી કરીને મારીને મરીને,
પૈસો સંઘરીને રાખવો લુત્ફ જહાનનો ચાખવો.
બુરાઈ ભલાઈ એ બધી વાતો છે,
મતલબ સાંધવાનીજ ઘાતો છે.
પીઠ આપે જોઇ પવનને તે ખરો હુશીયાર.

૧૮

કેકી—

દીલ તું ધીરજ કાંય ન રાખે,
નીડર રહે રબ આશે;
કાહરૂબા જો ખેંચે છે તરણા,
લોખંડ દોડે ચકમક પાસે.
નીરજીવો પણ રાખે કશીશતો.
દીલથી દીલપર શું નહિ થાશે,

૧૯

**શીરીન—**

જીન્નતમાંથી જો અય જનારા દીલઆરા તું,
ઓ વહાલા મારા તું, હું કીયે હાલે વેચાઉં.
લગનની ગંઠે ચેને બંધાઉ, કે જીવતી ઘેને બંધાઉ.
જો તુંજ પાસે બોલાવી શકે તો દીલબર શઉકથી આઉં.
ફાટે ન છાતી જાન ન જાતી,
ગાય કસાઇની થાઉં, દીલ કોને બતાઉં,
વાહાલા કહાં જાઉં.

૨૦

**નાદીરશાહ—**

પ્યારે તોરે બીન બાવરી મય બની
દુખ ઉઠત હય રહી—પ્યારે
ચયન દીન ન મોહે કછુ ન સોહત હય—
સાજન દુખીઆ કર ગયો અઉર સુખકો લે ગયો સાથ,
જનમ છોડા દે ગયો મોરી કઉન સુનીયો બાત;
દરસ દરસ બીન તરસ તરસ મોરે મનકો લાગી મેહ
હાય દયા અબ કયા કરૂં મોરી કઉન સુનેગા બેત—

૨૧

**કેકી—**

સયરકા ઇસ બાગે આલમમેં મજા કુછભી નહીં,
ગુલશનમાં હય ગુલ મગર બુએ વફા કુછભી નહીં.
ભોલી સુરત દેખકર દિલ દે દિયા મયને તુજે,
યે મેરી તકસીર હય તેરી ખતા કુછભી નહીં;
મોહની હય મક્ર હય જાદુ હય શોખી, હય મગર,
શર્મ આંખો મેં તેરી ઓ બેહયા કુછભી નહીં.

---


"ચંગાળ-ચોકડી" નાં ગાયનોની આ ચોપડી મરીન સ્ટ્રીટ, ફોર્ટ મધે આવેલા ધી મીનર્વા પ્રીંટીંગ પ્રેસમાં નાદરશા સોરાબજી દારૂવાલાએ છાપી છે.

નવલ મંચેરજી આદને પીકેટ રોડ, ઉપર આવેલાં ધી યંગ મેનસ યુનયનમાં પોતાને માટે પ્રગટ કર્યા છે.